# લગ્નમાં બ્રહ્મચર્ય

અથવા

# સંયોગે વિયોગ

નાટિકા મધ્યયુગની



# લગ્નમાં બ્રહ્મચર્ય અથવા સંયોગે વિયોગ

નાટિકા મધ્યયુગની

કર્તા—બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર



૧૯૨૮ રૂ. ૦—૬—૦ પ્રત ૧૦૦૦

# નિવેદન.

આપણાં નાટકો રંગભૂમિ અને ધંધાદારી નટો વિશે એક શીઘ્ર કવિનું જોડકણું ટુંકાં વેણ કહી નાખે છે, પણ એ સર્વમાંથી અપવાદોને બાદ ગણિયે તો મોટા ભાગ વિશે એ જોડકણામાંની ટીકા વાસ્તવિક લાગે છે.

એ ભાટ ભવાયા ભાંડ,
એ હોય ચોથી જ્યાં રાંડ,
ત્યાં રંભે, ભાઇ, પગ માંડ,
એ ર સ નહીં, અ પ ર સ દાંડ!

દાંડ અપરસની ગુલામ બનેલી ગુજરાતી રંગભૂમિને છોડવવા સર્જક પ્રતિભા દાયકે દાયકે પ્રવર્તી છે. પણ એ પ્રયત્નોમાંથી, બેત્રણ પારસી નટચમૂઓની સેવાને અલગ રાખતાં, ચાર જ કંઈકે જશ મેળવી શકેલા તવારીખને પાને નોંધાયા છે: સ્વ. રણછોડભાઇ ઉદયરામ, વાઘજી આશારામ, અને ડાહ્યાભાઇ ધોળશાના પ્રયત્ન, અને આ નાટિકા અર્પણ થાય છે તે રા. રા. ભાઇ મૂલશંકર હરિનંદ મૂળાણીનો પ્રયત્ન. એ ચાર વ્યવહારુ નાટ્યકારો નાટકો લખીને જ બેસી ન રહેતાં, જે ધંધાધારી નટનટી મળી આવ્યાં તેમને અપરસ છંડાવી રસના સંસ્કારી અભિનયને માટે બનતી તાલીમ આપવાની વિકટ મગજમારી પણ એમણે ઉઠાવેલી. જય પણ દરેકે પોતાની આવી તાલીમ આપવાની શક્તિ પ્રમાણે જ મેળવેલો.

નાટ્યકૃતિ સર્જવાની અને નટોને કેળવવાની એ બે શક્તિઓ બહુ જુદી જુદી છે.+ બંને એકઠી જવલ્લે જ હોય. પણ જે રસિક

---

+ નાટકોની ફતેહ માટે આ બે ઉપરાંત ત્રણ બીજી શક્તિઓ પણ જોઇએ: નટચમૂ જમાવવાની અને કબ્જે રાખવાની; ધંધો નફો આપ્યા કરે એ પ્રમાણે બધી વેતરણ કરવાની; અને પડદા રાચરચીલું વસ્ત્રાભૂષણ આદિ

કલાગુરુ પોતાના કે પ્રાચીન નાટકના અભિનયમાં નટોને કેળવી શકે, તે બીજાં અર્વાચીન નાટકો માટે પણ તેમને કેળવી શકે. ધંધાદારી મંડળીઓએ સારા કલાગુરુઓ રાખવા જ જોઇએ.

કેળવણી લેતાં કિશોર કિશોરીઓને નાટ્યકલા આકર્ષે એ કુદરતી છે; ધનાઢ્યવર્ગમાંથી રસિક કિશોરકિશોરીઓ અને યુવકયુવતીઓને પણ આકર્ષે એ કુદરતી છે. એવાં શોખીન નટનટીઓ પોતાના શુદ્ધ ઉચ્ચ વાતાવરણ અને સંસ્કારોને લીધે હાલનાં ધંધાદારી (professional) નટનટીઓને ક્યાં ય ઢાંકી દે, અને પ્રજાની નાટકો તર્ફ કુદરતી અભિરુચિને ઉમદા વલણ પણ આપી શકે. આવા પ્રયત્નો ગુજરાતમાં આરંભાયા છે એથી દરેક નાટ્યકલાભક્તને ઘણો આનંદ થાય છે. પરંતુ શોખથી બનતાં અવેતન (amateur) નટનટીએ જાણવું જોઇએ કે શોખ અને ઉત્સાહ માત્ર બસ નથી. ધંધાદારીઓ પોતાની કલા મેળવવા અને પાકી કરવા પાછળ જે સખ્ત મેહનત કરે છે અને તનમનની બધી શક્તિઓ સમર્પીને રોટલો પેદા કરે છે, તે જાતનું એકાગ્ર સમર્પણ તેઓ કેવલ શોખનાં પ્રેરેલ પણ પોતાની પ્રિય કલા પાછળ સાધી શકશે, તો જ તેમને વિજય વરશે. પાઠતૈયારી પણ આઠ આની હોય, તે અભિનયમાં લથડે જ. અભિનય ઉપર દૃઢ પ્રભુત્વ ના હોય તે પોતાને ટેવ પડી ગયેલ અભિનય કજગે પણ કરી બેસે.

આ નાટિકામાં આવે છે એવી જાતનું બંધન સ્વીકારીને જ લગ્ન થઇ શકેલું અને પછી એ તપશ્ચર્યા શુદ્ધ નિષ્ઠાથી પાળી આપબળે

વડે નાટ્યકારના માત્ર શબ્દો અને નટોના માત્ર અભિનયને દીપાવવાની. પાંચેના યથાયોગ્ય સંયોગ વડે જ અધોગતિ પામેલ તખ્તાનો ઉદ્ધાર શક્ય. આમાંથી પડદા આદિ ઉપાધિ પાછળ ઘણું ખર્ચવું એ મારી સમજ પ્રમાણે ભૂલ છે. નાટકમાં કલાસુંદર અભિનય જ પ્રધાનપણે સાધવાનો છે. અને ભજવવા પસંદ કરેલ નાટકમાં જ તખ્તાલાયકીની દૃષ્ટિએ જેટલી જેટલી ઊણપ તેટલું બીજું બધુંય વ્યર્થ.

કે દૈવયોગે વિજય મેળવેલો, એટલી હકીકત જ આના ખોખામાં મુદ્દાની છે, તે તો અનેકાનેક લોકકથાઓમાં મળી આવશે : સૌરાષ્ટ્ર, રજપૂતાના કે આપણા દેશની જ નહીં, શિવલ્રી ( chivalry ) યુગના મધ્યકાલીન યુરોપની પણ આ બીજકવાળી લોકકથાઓ છે. લોકકથા, ઇતિહાસ, સાહિત્ય, કે આસપાસની દુનિયામાંથી કોઇ બીજકને ઉપાડી લેવું, અને ફાવે તે મુજબ એને પોતાની કલાનું વાહન બનાવવું, એ તો નાટ્યકારોએ ઝમાને ઝમાને બજાવેલો પોતાનો હક્ક છે. વળી એક જ બીજક ઉપરથી અનેક ભિન્નભિન્ન નાટકો લખાયાં છે, લખાય છે, લખાતાં જશે. કશામાંથી બીજક સ્વીકારતો નાટ્યકાર ઋણી ( કે ચોર ) ગણાતો નથી, એની રચનામાં તેની પોતાની કલ્પનાસામગ્રી પૂરતા પ્રમાણમાં હોય તો.

આને પ્રસ્થાન માસિકમાં પ્રસિદ્ધિ આપવા માટે રા. રા. ભાઇ રામનારાયણ વિ. પાઠકનો ઋણી છું. આ નાટિકાનું મૂલ્ય રૂ. ૦–૬–૦

* * *

આ નાટિકા આખી કે તેનો કોઇ ભાગ કર્તાની લેખી પરવાનગી મેળવીને જ ભજવી શકાશે. કલાશોખથી આકર્ષાઇને કોઇને ભજવવી હશે, અને ભજવતાં કૃતિને અત્યંત અન્યાય ન થઇ બેસે એટલી તો એ અવેતન (amateur) નટચમૂની હોંસ અને આની પાછળ મેહનત જણાશે, તો એવા આર્થિક લાભથી અલગ આદરને માટે નાટિકા આખી કે તેનો કોઇ ભાગ જેટલું ભજવવું હશે તેટલા પુરતી પરવાનગી ખુશીથી આપવામાં આવશે.

'શાલોપયોગી' 'સાહિત્યોત્તેજક' આદિ સંગ્રહો માટે માગણીઓ વધતી જાય છે. એવા બંધુઓને વિનંતિ, જે આમાંનું કંઇપણ પોતાના સંગ્રહમાં લેવું, તે લેખી પરવાનગી મેળવીને પછી તેટલું જ છાપવું. વળી પરવાનગી એક આવૃત્તિ પૂરતી જ ગણવી.

# કર્તાનાં ગુજરાતી પુસ્તકો

**૧ ભણકાર રૂ. ૨–૦–૦** ૨ ઉગતી **જુવાની રૂ. ૧–૧૨–૦**

૩ દર્શનિયું **રૂ. ૧–૪–૦** ૪ કવિતા **શિક્ષણ રૂ. ૦–૧૨–૦**

**૫ અભિજ્ઞાન શકુન્તલા નાટક:** નવી સટીક આવૃત્તિ તૈયાર થાય છે.

૬ **પ્લૂટાર્કનાં જીવનચરિતો** ( સ્વ. પ્રો. ભટ્ટ સાથે )
આ આઠ ચરિતો છૂટાંછૂટાં છાપવાની વ્યવસ્થા થવાની છે.

[ આંક, ૭, ૮, ૯ કર્તાનાં અંગ્રેજી પુસ્તકોના છે; તે બુકસેલર **તારાપોરવાળા** કમ્પની, મુંબાઈ **૧,** પાસેથી મળે છે.

**૧૦ અ યો ગ મા લા :**

| | | |
|---|---|---|
| મણકો ૧ : **યુનાઈટેડ સ્ટેટ્સ રૂ. ૦–૧૨–૦** | | આ મણકા સાથે |
| મણકો ૨ : ઇતિહાસ દિગ્દર્શન **રૂ. ૦–૮–૦** | | પાકું પૂંઠું. |
| મણકો ૩ : **અં**બાલાલભાઈ **રૂ. ૧–૦–૦** | | મૂલ્ય **રૂ. ૨–૪–૦** |
| મણકો ૪ : પરિષદ પ્રવૃત્તિ, વિભાગ ૨ જો | | **રૂ. ૦–૧૨–૦** |
| મણકો ૫ : **લિરિક,** પાકું પૂંઠું, | | **રૂ, ૧–૮–૦** |
| મણકો ૬ : **વિવેચના** | | છપાય છે. |

બીજા છ મણકા હવે પછી

**૧૧ ગો. મા. ત્રિ.** ની ભાવનાઓ — છપાય છે.

**૧૨** લગ્નમાં બ્રહ્મચર્ય અથવા સંયોગ વિયોગ:
નાટિકા મધ્યયુગની — **રૂ. ૦–૬–૦**

*** આ ચોપડીઓ **પુસ્તકાલય સહાયક સહકારી મંડળ,** લિમિટેડ, **વ**ડોદરા, એમને ત્યાંથી તેમ જાણીતા બુકસેલરો દ્વારા મળશે; કર્તાને **મદન**ઝાંપે, **વ**ડોદરા, એ સરનામે લખવાથી પણ મળશે, પરંતુ એ રીતે મંગાવતાં **વૅલ્યુપેયબલ** ખર્ચ પણ પડશે.

# અ ર્પ ણ

જેમનાં રચેલાં અને નટનટીઓને પઢાવી તૈયાર કરેલાં નાટકો હું એકથી વધારે વાર જોવા આકર્ષાયો છું તે રા. રા. ભાઇ **મૂલશંકર હરિનંદ કવિને સસ્નેહ.**



# લગ્નમાં બ્રહ્મચર્ય

## અથવા

# સંયોગે વિયોગ

## અથ મંગલમ્

**સ્થલ :** રંગભૂમિ. સમય : નાટિકાભિનયનો આરમ્ભ. મુખ્ય પાત્રો : બંસી-શર્મા; ડંસીશર્મા.

[ અંદરથી એક બે ને ત્રણ ટકોરા થતાં આગલી પડદાજોડ વચ્ચેથી ડાબાજમણી ખસેડતા બંસીશર્મા અને ડંસીશર્મા એ કિશોરયુગલ પાછે પગે હઠી જઇ તખ્તા વચ્ચે ફુલોની તાસકની પાછળ અર્ધચન્દ્રાકારે દીવીઓ ઝગઝગે છે એવી ગોળ ટીપાઇની બે બાજુએ ઊભા રહે છે. બંનેનો પોષાક સૂત્રધાર જેવો છે. ]

**બંસી૦—ડંસી૦**

( ફુલોની એક એક અંજલિ શ્રોતાઓ તર્ફ ઉરાડી હાથ જોડીને ) ૐ નમોનમઃ, નમો ગુરુભ્યો, નમોસ્તુ આદ્યનાટ્યાચાર્યેભ્યો મુનિભરતેભ્યો, નમોનમશ્ચ શ્રોતૃવૃન્દાવસ્થિતેભ્યઃ શ્રી નારાયણેભ્યઃ

**બંસી૦**

છે લગ્નમૂલ સંસાર,

છે લગ્નસાર સંસાર;

ડં સી૦

કે લગ્નઝાળ સંસાર,
વા લગ્નખાખ સંસાર.

બં સી૦

તો આ અમારા એકઘડ અનન્તશાખી દૃશ્યને લગ્ન કહિયે, સંસાર કહિયે, સુખદુઃખ કહિયે, ઇતિહાસ કહિયે, પુરાણ કહિયે,

ડં સી૦

શુકસારિકા કહિયે, વિધાતાનાં વિધાન કહિયે, ભાગ્યનો ખેલ કહિયે, વિચિત્ર ઘટના કહિયે, તાજુબ કિસ્સો કહિયે,

બં સી૦

અદ્‌ભુત અનુભવ કહિયે, વા ધર્મજય કહિયે,—સાર અને અર્થ ખેંચિયે તે પ્રમાણે નામ. અને અર્થ વિશે તો જાણિયે છિયે જ ને.

ડં સી૦

કે કપાળે કપાળે જુદી મતિ, ભાઇ બંસી, જુદી મતિ.

પ્રેક્ષક

( શ્રોતાઓમાંથી તખ્તા ઉપર ચ્હડી આવીને ) તે, સૂત્રધારયુગલ, આપને નમસ્કારપૂર્વક પ્રશ્ન પૂછીશ કે આ ખેલનું નામ આપ પોતે શું અમને નહીં કહો ?

બં સી૦

( બં. ડં. એક બીજાને 'તું બોલ!' 'તું!' એમ ઇશારાથી ચ્હડાવે છે તે પછી ) જી, વિશ્વસૂત્રધાર બ્રહ્માજીએ સૌને પોતપોતાની બુદ્ધિ આપીને સર્જેલા છે, એટલે આ ઓહાં રૂપ સૂત્રધારબાલકો આવાઆવા સવાલના જવાબ દેવાનું ચાપલ, હેં ભાઇ ડંસી,

બં સી૦ — ડં સી૦

કરે ખરા વારુ ? નાચ્યાઆ જ કરે !

ડં સી૦

સ મ ઝ્યા મે હ ર બા ન !

બં સી૦

છતાં અમ બાલકોનો દોષ વસે અને અમારા પછી આવનાર અમારાં શીખાઉ નટનટીમાંથી કોઇ ભૂલચૂક કરી બેસે, તો સૌને માફી મળવા કાજે,

બં સી૦ — ડં સી૦

હે કલાભોગી ભલા ભગવાન, લ્યો અમે બે આખી નટચમૂ વતી ત્હમને ફુલો ચ્હડાવિયે છિયે, અને સાષ્ટાંગ દંડવત નમસ્કાર પણ કરી લઇયે છિયે. ક્ષમા કરજો, દયા રાખજો, ઉદાર હજો, ભગવાન !

[ બં. ડં. પોતપોતાની જગાએ વિધિપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરે છે, એટલે પ્રેક્ષક બંને પડદા ખેંચી ભેગા બંધ કરીને શ્રોતાઓમાં ભળી જાય છે. ]



## પ્રવેશ ૧ લો : વધામણી અને દસ્તાવેજ

**સ્થલ :** કેસરીસિંહજી ઠાકોરનું ગામ. સમય : ચૈત્ર વદ પડવો બીજ, મધ્યાહ્નોત્તર. મુખ્ય પાત્રો : નીમચંદ, બારોટ, કેસરીસિંહજી ઠાકોર.

( ગામના બજારમાં પરગામથી આવતો બારોટ દુકાનોની બે હારોને જોતો જોતો કોને પૂછું એવા વિચારમા જણાય છે. ત્યાં વચ્ચેની જરા મોટી દુકાનેથી—)

**ની૦**

પધારો પધારો બારોટ ! ( ખેસથી ગાદીને ઝાપટતો ) આ છોટું હાટ જ પાવન કરો ને બાપુ ! ( બારોટ ગાદીએ બેસી એ બુઢ્ઢા તર્ફ જુવે છે ત્યાં ) આ ગામમાં આપનાં પગલાં પ્હેલી વારકાં જ થિયાં દીસે છે. પણ, બાપુ, દિયો આપનો હોકો, તાજો કરી મગાવું.

( હાથમાંથી હુક્કો લઇને પડદા તર્ફ જોઇને ) ખીમિયા, એ ખીમિયા, એમિયા એ ! મ્હારો દીકરો ખોરડાંને કિયે ખૂણે ભરાણો. ( પડદા પાછળ જોઇ ) જો એલા ખીમા, બાપુ પધાર્યા છ તે રૂપાનો કળશો ભરીને લઇ આવ. પવાણું ભૂલતો મા, હો કે ! ( પડદા પાછળ જઇને ખૂણેથી લોટો લઇને નીચે મુકે છે. ) લે, બાપુનો હોકો, તાજો કરી લ્યાવ. ( હુક્કો આપી પીકદાની લે છે. લોટો પીકદાની લઇ બારોટ પાસે આવતો ) લિયો બારોટ. લિયો હું ધાર કરૂં, લાંબો પંથ આવ્યા લાગો છ, તે તાજા થાવ. ( બારોટ પીકદાનીમાં હાથમોં ધોઇ, જમણો હાથ મોંએ લગાડી તેમાં લોટાની ધાર ઝીલી પાણી પી લે છે, એટલે સોપારી કાતરતો ) બાપુ, બારોટનાં પગલાં તો કોઇ મોટાં શુભ નમત્તે જ હોય, બાપલા.

**બા૦**

( સોપારીનો ભૂકો મોંમાં નાખતો ) શેઠ, બાપુ બહાદરસિંહજી બે અઢી વર્ષ ઉપર દેવ થયા, તેમની ડેલીએ શુભ સમાચાર દેવા દડમજલ

આવ્યો છું. આ છેલ્લું ગામ કેવું કહેવાય તેને પાદરે જ ઘોડાને વસન્તની લ્હેર લાગી ગઇ, એટલે અને એ શુકન પણ એન, એવું એકે નહીં, તે મ્હારા ઘોડાને ઘોડીના માલેકને સોંપતો આવ્યો છું. ઘોડી છે પણ સજાત, રૂણી રેશમ જેવી. પણ ગામ બ્રાહ્મણિયું તે બીજું ચ્હડવા જોગ ઘોડું જ ન મળે.

ભલા, કેસરીસિંહજી ડેલીએ જ હશે ના, કે ભીમસિંહજીને ગામ પધાર્યા છે? એમની ડેલી ક્યાં આવી શેઠ?

**ની૦**

( ખૂણેથી તાજો કરેલો હુક્કો લઇ આવી આપતો ) લ્યો બાપુ, અમારા ન્હાનકડા ગામ લગી આપ જોવાનું પધારવું મોટા વરાઅવસરે જ હોય ને? પણ, બાપુ, જરા તકિયે નીરાંતે બેસો તો ખરા. હમણાં કહુમ્બોકુંગો આવશે. અમે સૌ અહીં મદારસંધજી અને એમના વડીલ જોરાવરસંધજીનો દીધલ રોટલો જ આજ ત્રણ પેઢીથી ખાઇયેં છ. ( સોપારી એળચી આપતો ) એલા ખીમિયા, સોમચંદને પૂછ, કહુમ્બાને કેટલી વાર?

**બા૦**

ના શેઠ. આંહીં કે ડેલીએ કુસુમ્બો મ્હને ન ખપે. પાણી મેલે સાત વર્ષ વહ્યાં ગયાં છે, ને અખાત્રીજનાં લગન લીધાં છે, તે હું તો ડેલીએ જ જઇશ.

**ની૦**

લ્યો બારોટ, એ વધાઇ ઉપર આ સાકર, ના ત્હમને મ્હારા સમ! આ રાંક વાણિયાના સમ! ( સાકરના ગાંગડા બારોટના મોંમાં મુકી આપે છે. ખોબો સાકર અને ખોબો બદામ બારોટના ખેસને છેડે બાંધી આપે છે. ) લગન તો કેસરીસંઘ બાપુનાં ને? હાશ! ભલું કરજો ભગવાન! હવે આ વ્રયડિયાનો જીવ હેઠો બેઠો. હું તો

ટાંપી જ રહ્યો 'તો, જે પારણામાંથી સગપણ કરેલાં ને બાપુ દીપ-સંઘજી કેમ વરસ ઉપર વરસ વ્હેતાં જ મેલતા હશે.

( બારોટને ઊડવાની અધીરાઇ જોઇ ) લ્યો બારોટ, હું જ આપ ભેગો આવું ડેલીએ. ખીમિયા, સોમચંદને કહી દે કહુમ્બો નથી જો'તો, પણ બ્હાર હાટે આવીને હાટ સાચવે. અમે હાલ્યા ડેલીએ કેસરી બાપુને વધાઇ દેવા. ને ખેમિયા એ ! તું ય વાંસેવાંસે ધોડયો આવ. હો કે, કાંઈ કામકાજ પડે.

( બારોટ ઊઠે છે. નીં૦ અભરાઇએથી એક ચોપડો બગલમાં મારતો તેની જોડે થાય છે. કૈંક સાંભરતાં પાછો ફરી મજૂસ ઊઘાડી અંદરથી કૈંક ન્હાની ચીજ સાચવીને ખીસામાં સેરવી દે છે, અને તેના ઉપર ભેઠ બાંધતો બાંધતો બારોટની જોડે થઇ જાય છે. બજાર વટાવી ગામનાં ખોરડાં મુકી બંને ઓતરાદી આવેલી ન્હાની ધાર ચ્હડે છે. ધારને બે છેડે બે છૂટા છૂટા દરબારગઢ છે, જે પ્રમાણમાં ન્હાના હોવાથી ડેલીઓ કહેવાય છે. ઊંચી ટુંકે ચણેલી ડેલી કેસરીસિંહજીની છે; બીજી એના પિત્રાઇ "કાકા સાહેબની" છે. બંને પડું ! પડું ! બોલી રહી હોય ને એવી હાલહવાલ છે.

પોતાની ડેલીના દરવાજા બ્હાર કેસરીસિંહજી બે શિકારી સાથે વાતમા છે, ત્યાં શેઠ અને બારોટને આવતા જોઇ શિકારીઓ રજા લે છે. અને—)

કે૦

( મોટેથી ) આવો, આવો શેઠ. કૈં ઉતાવળે પગે આવો છો ને ? અને આ હારે બારોટ કયાંના આવી ચ્હડયા ? આવો આવો બારોટ. ( બંને સાથે હાથ મેળવે છે. નીં૦ પગે લાગતો હોય એમ નમી લઇને પછી હાથ મેળવે છે. )

નીં૦

ઘણી ખમા, બાપુ, ભગવાનની આપના ઉપર કિરપા છે. બારોટ, દિયો વધાઇ !

બા૦

( પાઘમાંથી લગ્નપત્રિકા કહાડી લલકારતો )

( કવિત )

ભલો ભલો સૂર્યવંસી કેસરી કેસરી રોખો,
મહારનો મિત્ર દીપ આશીપું કહાવે છે:
જોબને જે સામસામા કોલ એકમેક દીધા,
મહારના પાટવીને દીપ યાદ લાવે છે:
મહાર તો સિધાવ્યા ને દીપનાં ય અંગોઅંગ,
દાંત આંખ કાન કેશ કાળ વિકળાવે છે:
વળી મિત્ર ભેગો થાવા દીપ હવે ઝંખે રોજ,
કોલ પાળવાનું તેથી મ્હૌરત્ત સુનાવે છે.

—બાપુ કેસરીસિંહજી, મજ રંક બારોટનાં આપને વધામણાં. ચાર દી ઉપર બાપુ દીપસિંહજી એકાએક માંદા થઇ ગયા, એટલે સુવાણ થતાં તુરત જોષી મહારાજ તેડાવીને નક્કી કર્યું, અને આજ પ્હો ફાટતામાં જ આપને હથોહત્થ પ્હોંચાડવા એમણે મોકલેલ લ્યો આ લગ્નપત્રિકા. એમાં લગન અખાત્રીજનાં લીધાં છે, અને હાથેવાળો એન ગોરજઘટિકાનો લખ્યો છે.

કે૦

( મનની મુંઝવણ દાબી રાખીને વિવેકથી ) પધારો પધારો બારોટ ડેલીમાં.

( અંદર જતાં જતાં ) બારોટ, આપના વેણમાં મણા હોય નહીં. દરબાર સાહેબ દીપસિંહજી તો અમારે વડીલ જ. એમનો પડયો બોલ મહારસિંહજીના છોરુને માથે ચડાવ્યે જ છૂટકો. બેસો નીમચંદ શેઠ, ભલા ત્હમે જ હારે આવ્યા !

ની૦

ખમા બાપુ, મ્હારે આવવું જ જોં'યે નાઃ ને, બાપુ, કાકાસાહેબને વધાઇ પુગાડવી, તે—

બા૦

કેસરીસિંહજી, અખાત્રીજને હવે કયાં વાર છે, એટલે દીપસિંહજી

બાપુની આજ્ઞા છે મ્હારે જ કાકાસાહેબને વધાઇ દેવી, વળી ત્યાં ય ન રોકાતાં **ભીમસિંહજી**ને ગામ જવું, અને અમારાં મોટાં કુંવરીબા તેજબા સાહેબને લઇને કાલ સ્હવારે જ પાછા વળવું. તો બાપુ (ઊભો થતો) મ્હને—

નીo

એમ તે કાંઈ હોય, બારોટ? (વડારણ કઢેલા દૂધના કટોરા લાવે છે તે જોઇ) લ્યો આ જરા ચાલતું કરો ત્યાં નાસ્તો પણ આવે છે. અને બાપુ! (કેo ને જરા આઘે લઇને કાનમાં) બારોટ રોકાય એમ છે નહીં, તો એમને વધાઇના સરપાવ માટે કાંઇક અબ-ઘડી દેવું જો'યે. માળા કે બીજો દાગીનો છે હાઝર? (કેo બોલે તે પ્હેલાં) ન હોય, તો ય ચિન્તા નહીં: ભગવાને મ્હને સુઝાડયું તે હું આ હારે લેતો આવ્યો. (નંગવાળી વીંટી દેખાડે છે.)

કેo

કેટલાની હશે? નંગ તો મઝાનું ઝગઝગે છે.

નીo

(ચાળીશેકની હશે તેને વિશે) તો! આવે રૂડે અવસરે અને આવા બારોટને નબળું દેવાય? લાજ જ જાય ને! કીંમત તો ચોપડે જે હોય તે ખરી: સવા સો'કની હશે. નંગ આપણી વાહવા કરાવે એવું છે એટલે બસ.

કેo

(બારોટ શકુનનું પાછું ન ઠેલાય એટલા પૂરતો જ નાસ્તામાંથી પેંડાનો એક કટકો મોંમાં નાખી દૂધ પી લઇ ઊભો થાય છે ત્યાં ખવાસને) એલા, આમની હારે કાકાસાહેબની ડેલીએ જવા હેમુભાને મોકલ, ઝટ! અને બે ઘોડાં સાબદાં કરી ત્યાં મોકલાવ, બે ય ભાઇને ત્યાંથી મામાને ગામ જવું છે.

(બારોટને) બારોટ, રોકાણા હત તો ઠંડે પ્હોરે, તમારા ઉપર સરસ્વતીની મ્હેર છે તે કોઇ રાસો કે મહાભારતનો પ્રસંગ સાંભળ-

વાનો લાભ ખાટત. ગામલોકે હોંસેહોંસે આવત. પણ બાપુ દીપસિંહજીની તાકીદ છે એટલે લાચાર. ( ડેલીમાં ખી૦ ને પેસતો જોઇ ) ખીમુ, જા તું પણ બારોટ હારે. ( બારોટનો હાથ ઝાલીને આંગળીએ પ્હેરાવતો ) અ–ને અલિઓ બારોટ, ઊભા ઊભા જ આવ્યા શું ને જાવ છો શું, તે ત્હમારે લાયકનો દરબાર ભરીને શિરપાવનું તો ક્યાંથી બને, એટલે ફુલ નહીં ને ફુલની પાંખડી આટલી સ્વીકારો.

બા૦

( ખુશખુશ થઇને ) જિયોઃ મોરનાં ઈંડાં બાપલા ! ( નંગ તર્ફ મીઠી નજર નાખતો ) વરકન્યા ઘણું જીવો ! શુભં ભવતુ મ્હારા રાજ ! લ્યો આપ બેસો હવે મ્હારા સૂર્યવંશી ક્ષત્રિય !

( દરવાજે વળાવીને કે૦ અને ની૦ પાછા આવે છે, ત્યાં– )

કે૦

નીમચંદ શેઠ,માથે વડીલ તપતા હોય અને લગ્ન થાય, તેવાને જ મઝા. આ તો દુનિયા જાણે વરરાજા કેવા દીપી ઊઠે છે, કેવા ભાગ્યના પૂરા કે જુગતેજુગતી જોડ મળી છે, અને વરરાજાના પેટમાં તો કાંઇ ને કાંઇ ફાળ હોય ! અહોહો, દુનિયાદારીની ગુંચગુંચામણી શી અટપટી !

ની૦

ખમા બાપુ, આપ બધી વાતે ચકોર–મોટું રાજ ચલવો એવા, એટલે આપને કશી યે સલાહ દેવી હોયનહીં. લગન વરહુનાં વરહ લીધાં નહીં; અને હવે લીધાં તે છેક આખર મોસમે લીધાં. બે મહિના આગળથી તો કહેવું'તું ! આ તો શું ? આડા પંદર દી યે પૂરા નથી રહ્યા.

કે૦

ગરાસિયાભાઇનું સદા ય એવું. પણ એ તો જે લીધાં તે લીધાં. હવે પ્હોંચી કેમ વળવું તેનો જ વિચાર કરો. કેટલોક ખર્ચ કરવો પડે, કહો જોઉં ?

નીo

જુવો ને બાપુ, આપણી ડેલીનાં ત્રણ પેઢીનાં તમામ ટાણાં ટુણાં મ્હારે ચોપડે છે, ને સાચો વાણિયો હોય તેને ચોપડામાં હોય તે બધું ય હોય જીભને ટેરવે, આંગળિયુંને વેઢે. આબરૂ પ્રમાણે ખરચ કરવો પડે, ને બામણબારોટભાટમાગણ સૌને તેના હક્કનું દીધું જો'યે. આ ડેલીએ પાટવીના લગનમાં ધામધૂમ પણ જો'યે. વળી ફરતા મુલકના ભાઇભાયાતુંના વ્હેવાર. સટાણાં કયાં વારે ઘડિએ આવે છે ?

કેo

એટલે જુમલે આંકડો પાડો જોઉં ? બાપુ પાછળ દા'ડો કર્યો તેમાં બારે મહિના મળીને અઢારેક હજાર થયા હશે.

નીo

આપના લગનમાં એટલા બધા તો નહીં, બાપુ, લગન તો આઠ-દશ દીની રમત; વળી આપણાં ઘોડાં અને રથને આખો મુલક વખાણે, દાણાદૂણીની આપણા કોઠારે વાત જ શી, પણ તો ય બારતેરહ જાર તો નાખી દેતાં થાય, ને એકબે હજાર હાથ ઉપર રાખવા સારા, કુલીન ઘરને તળિયું જણાઇ જાય એના જેવી બેઇજ્જત એકે નહીં. એટલે, ભગવાન આપનું ભલું કરો બાપુ, પંદર હજારથી ઓછે નહીં રડે. વધશે તે તુરત પાછા કયાં નથી દેવાતા ? એમાંથી છે કેટલા બાપુ ?

કેo

ઘરમાં ? આ ડેલીમાંનું કાંઇ યે કયાં ત્હમને અજાણ્યું છે ? પંદરે હજાર તમારે જોડવા પડશે.

નીo

સોમચંદને રાતે જ મોકલીને શેહરના શાહુકાર પાસેથી આણિયે ત્યારે. તેની તો આપના પ્રતાપે ચિન્તા નથ. પણ, બાપુ, વ્યાજ આકરું ભરવું પડશે, તે કોઇ આવકમાંથી દીવાળી દીવાળીએ ચુકવાય એમ છે ?

૧૪૪૦૮

કે૦

આ ગરાસમાંથી તમારું ક્યાં કાંઇ યે અજાણ્યું છે? ચોપડે તે બધુંય મોંએ એમ કહો છો, તોય ભૂલી ગયા હો તો જુવો હારે લેતા આવ્યા છો તે ચોપડો. પણ હું જ સંભારી આપું. અદાએ ત્હમારા દાદાને એક પછી એક ચાર વાડી લખી દીધી, એક એકથી તોફા, તે દીથી ખાતું ચાલે છે. બાપુ શોખીન અને હાથના ઉદાર તે એમણે ત્હમારા બાપને ને ત્હમને બીજી ત્રણ વાડી અને ચાર ખેતર, વચ્ચે ઊભા હઇએ તો કોઇ દિશામાં શેઢો ન ભાળિયેં એવાં, એક ઉપર એક લખી દીધાં. ઉપર આવ્યો બાપુનો દા'ડો. તે પેટે મેં જ ત્હમને ઘરાણે દીધાં, એક વાડી અને બે ખેતર. ચાલતી ઊપજમાંથી વેતરી વેતરીને એ ખર્ચનો કેટલો ભાગ મેં કેમ જોગવ્યો, મ્હારું મન જાણે છે! વળી વેઠિયા પકડવાનો અમારો વહીવટ જ નહીં, તે જોતા નથી આ ડેલી જ કેવી હાલહવાલ થઇ ગઇ છે! પંદર હજારનાં રાણીજી પધારશે, પછી એ કેટલા દીમાં રાણીજીના ચરણકમલમાં લાંબી થઇને દંડવત પ્રણામ કરશે, ભલા?

ની૦

ભગવાન ભલું કરે, બાપુ, એવાં અપહકનિયાં વેણ આપને ન છાજે. આ દદશ ખેતર ને ચાર વાડી ભોં હજી આપની છે ને બાપલા'

કે૦

તે?

ની૦

બે ખેતર ને એક જ વાડી લખી દેશો તો આપને જણાશે ય નહીં અને મેઘરાજા એક મોસમ ત્રુઠયો એટલે જોઇ લ્યો દશ હજારનો ઢગલો! રાણીજીને પગલે હું તો આપને સુખચમન અને ડેલીની જાહોજલાલી ભાળું છું. ભગવાન આપનું ભલું કરો, મ્હારા અન્નદાતા!

કે૦

નીમચંદ શેઠ, બાપુની વર્ષી વાળતાં મેં પાણી મુક્યું છે તે ત્હમને નહીં ખબર હોય?

નીં૦

શું બાપુ ?

કે૦

એક તસુ ભોં પણ આ હાથે હવે કોઇને લખી દેવી નથી. તલવાર ખાઇને કે શિકારમાં બંદૂક છટકે ને મોત આવે તે રૂડું, પણ જમીન ઘરાણે મુકવાની તો હદ આવી રહી. કેસરીસિંહ એવી સહી આપે તો જાણવું કે કેસરી મદારસિંહજીના પેટનો જ નહીં !

નીં૦

અધધધ મ્હારા બાપલિયા, મ્હારા અન્નદાતા !

( જુદી જ લાગણીથી ) જિયો કેસરીસિંહજી જિયો ! જિયો સતજુગનો ખતરી જિયો ! જિયો મ્હારા શૂરા સાવજ ! ભલે મ્હારા બાપ ! ભોં ન લખી દ્યો તો નહીં જ વાત, પણ દસ્તાવેજમાં સહી-સિક્કો તો કરવાં પડે, મ્હારા રાજ !

કે૦

કેવો દસ્તાવેજ ?

નીં૦

એમાં વાડી નહીં, ખેતર નહીં, ભોં નહીં, ખોરડું નહીં, કોઇ જાતની એકે ભાતની થાવર જંગમનું એમાં નામ નહીં ! એમાં, ભગવાન ત્હમારું ભલું કરે, ટેકની, ખતરવટની, સતજુગની જ શાખ આવે

કે૦

( સમજ પડતી નથી એટલે ) શેઠ, સીધું ભણજો, સીધું ને પાધરું, ને ચોગરદમ ખુલ્લું, સમઝ્યા કે !

નીં૦

ભગવાન ! ભગવાન ! મ્હારી ત્રણ પેઢીના કસમ, બાપુ ! દસ્તાવેજ સાવ સાચો ને રોકડો જ, સો એ સો ચણોઠી ચોખ્ખો ! આપની પાસે લપ્પનછપ્પન ફગવીને હું ગરીબ વાણિયો માર્યો ન જાઉં, મ્હારા અન્નદાતા !

કે૦

તસુ પણ કોઇ રીતનું ગીરવી દેવાની વાત જ નહીં, એવો દસ્તાવેજ લખી દેવામાં કોઇ પાંતીનો વાંધો નથીઃ ભલે ને અંદર બીજું ચાલ્યુ તે હોય.

ની૦

તો ય બાપુ, વાણિયાની જાત બીકણ. આપની તલવારના સોગન ખાશો, મ્હારા સાવજ ?

કે૦

તલવારનાં સોગન્દ, મ્હારી સાત પેઢીના કસમ, હું દસ્તાવેજની શરતથી પાછો પગ ખેંચું તો આખી ક્ષત્રિ'વટ ડૂલ ! ત્હમે ત્હમારો બોલ પાળશો, **નીમચંદ** શેઠ, તો ત્હમારા સુઝે એવા લખાણ પર હું સહીસિક્કો કરી દઇશ.

ની૦

**ભગવાન** ત્હમારું ભલું કરો ! ચોથે દિવસે તો આપને પૂરેપૂરી રકમ જો'યે, અને જીભની શાખે જ મેળવવી રહી એટલે **સોમચંદ**થી નહીં નીપજે, મ્હારે જાતે જવું પડશે, આજ રાતે જ. પણ, બાપુ, મનમાં જરા યે ખટક રહેવા દેશો નહીં, મ્હારા બાપલા. છું તો ગરીબ વાણિયો, પણ વડેરાઓએ ડેલીની ભગતી ઊભે પગે પચાશ વરસ કરી છે, અને આ **નીમિયો** ય તે એના ગજા પ્રમાણે કુળવાન શાખવાન વાણિયો છે. પંદરથી વીશ હજારની રોકડ ને શાહજોગ ચિઠ્ઠીઉં મ્હારા બાપુના પગમાં ચોથે દીએ જ હાજર કરીશ. **ભગવાન** ત્હમારું ભલું કરો બાપુ !

પ ડ દો



## પ્રવેશ ૨ જો : દસ્તાવેજમાંથી છૂટકારાના માર્ગ

**સ્થળ:** કેસરીસિંહજીની મેડી. સમય : દસેરા પછી ત્રીજે ચોથે દિવસ, પાત્રો : કેસરીસિંહ, કેસરબા : ભીમસિંહ, તેજબા.

**ભી૦**

કેસુભા, લગનથી યુવાન યુવતી તાજગી પામે, ખીલે...ને ત્હમને બેને તો જોતાં જ અમારા કાળજાં વીંધાઇ જાય છે. પાંચ મહિનામાં તો જાણે ત્હમે બે ય દશવીશ વર્ષ ઘરડાં થઇ ગયાં લાગો છો !

**કે૦**

ભાઇ, પાછી એ જ વાત ?

**તે૦**

ખમા, ઠાકોર. પણ મ્હારી કેસરને મા ગણો તે ય હું, માજણી ગણો તે ય હું, અને અમારાથી–સાચું જ કહું છું, કેસુભા,–ત્હમારા બેના દયામણા દેદાર દેખ્યા જાતા નથી. આ મ્હારી રમતિયાળ ઉધ-માતિયણ કેસરબા ! એને ઘોડાંના શોખ, એને પટાબાજીના કોડ, એ શિકારે ચ્હડે, એ ખેડખાતર પણ હાથે કરી જાણે, જાણે બાઇ-માણસ જ નહીં. એ કડિયાકામ સુથારકામ લુહારકામ કંસારાકામ જાણે. કૂણી રજપૂતાણીના વેશમાં એ તો મ્હારો ટેડો રજપૂત, પૂરો કસબી અને મનમોજી ! મરદાની એકે વાત એને ન આવડે એમ નહીં. બાપુએ મેળવી આપી પણ જુગતેજુગતી જોડ. કેસરબા લાખ જોબનવન્તીમાં એક પદમણી, તો કેસરીસિંહજી લાખ જુવાનુંમાં એક બાવનવીર, બત્રીશે લક્ષણે સમ્પૂર્ણ, ચોસઠે કલામાં ઉસ્તાદ : અને એવાં બેની અસાધારણ જોડ આ ડેલીએ ભેળી થતામાં તો—હાય રે મા ! દૈ' જાણે શો ય કોપ ઊતર્યો, પ્રભુ જાણે કેઇ રાંડ જક્ષણીએ બેયનાં લોહી જ ચૂસી લીધાં ! ( આંસુ સારે છે. )

કેસરબા

(તેજબાને ખભે હાથ દેતી નીચી નજરે) મોટાંબા, ઠકરાણું તો ઠાકોરની છાયા; જે દશા રાજાની તે જ રાણીની.

ભી૦

કેસુભા, આ મામલા વાંસે શો ભેદ છે તે ત્હમને ન પૂછું તો પૂછું કેને ભલા? નથી ફોઇ ને નથી ફુવા. ત્હમારા અંતરના પૂરેપૂરા વિશ્વાસનું કોઇ જૂનું નીવડેલ માણસ પણ આ ડેલીમાં કે ત્હમારી આસપાસ ક્યાંય ભાળતો નથી. ઓલ્યો વાણિયો નીમો કાંક જાણે છે. આ કેસરબા બધું ય જાણે છે. એનાથી ત્હમે જરા ય અંતરપટ રાખ્યો નથી. પણ હું કે ત્હમારાં ભાભી નીમાને કે એમને પૂછિયેં એવાં અમને રાશી માનો છો? ત્હમે સતજુગિયા ક્ષત્રિય, તો અમે કળજુગના પણ રજપૂત ખરા, બાપુ!

કેસરબા

ઠાકોર, વડીલ જેવા વડીલ અને ભાઇ જેવા ભાઇ ભીમસિંહજી બાપુને અને મ્હારાં મોટાંબાને નહીં કહો, તો કહેશો કેને?

(તેજબા તેને ભેટી પડે છે, પછી એક હાથે તેને પોતાની સોડે દાબી રાખી—)

તે૦

કેસરીસિંહજી, સુલતાનની હજૂરમાં પાછા નોકરી ઉપર જવાના દિવસ ભરાઇ ગયા છે તે જાણો છો. પણ આ ત્હમારાં ઊંડાં દુઃખનો ઉપાય જડે નહીં, ત્યાંલગી ઠાકોરે અહીં બેઠા છે ને હું યે ખસવાની નથી. જઇને બાપુ દીપસિંહજીને મ્હારે કહેવું પણ શું! આ ત્હમારી જોડમાં અને આ અમારી જોડમાં હું આ પ્હેલી આંગળી અને બીજી આંગળી જેટલો ય ભેદ સમઝતી નથ. બે ય એક સાથે નહીં તરી શકિયેં તો એક વાંસે બીજી જોડે ડૂબશે, કહી રહ્યા!

કે૦

(થોડી વાર ત્રણે સામે જોઇ રહે છે; પછી ઉંડો નિઃશ્વાસ નાખતો) ભાઇ, ભાભી, ત્હમારાં જેવાં દેવને દુર્લભ હેત આગળ

હારી જાઉં છું. જેનો ઉપાય જ ન મળે તે જાણીને શું કરશો ભલા ? પણ રાજહઠ, સ્ત્રીહઠ અને અન્તરના હેતની હદ ભેળી કરો છો, તો ભલે જાણો. અમને બેયને ત્હમે બચપણમાં નાગાંનવસ્ત્રાં ભાળ્યાં જ છે, તો આજે અમારી નગ્નાવસ્થા ફરીને નિહાળો. ( વળી મોટો નિઃશ્વાસ નાખતો ) રાણી, દસ્તાવેજની નકલ આણો ને વંચાવો.

**કેસરબા**

વિગત જણાવતા થાવ, ત્યાં આ આવી. ( જાય છે. )

કે૦

**ભીમસિંહજી**, અદા **જોરાવરસિંગજીથી** માંડીને આ ડેલીની અવદશા બેઠી. અને બાપુની ઉદારતાએ ગરાસને ધોકો વાગે છે તે ગણ્યું જ નહીં. એમના દા'ડાના ખર્ચ માટે વળી વધુ વાડીખેતર વટાવવાં પડયાં. વાડીખેતર જાય તેમ તેમ ઢોર થોડાં અને આશ્રિત રજપૂત-કુટુમ્બો પણ ઓછાં થતાં જ જાય. જણ અને જાનવર ગમે તેટલાં તેજસ્વી અને કસબી હોય, પણ પૂરતી ભોં જ નહીં એવી ડેલીએ તે કેટલાક દી ટાંટિયા ઘસે? લડાઈધીંગાણાં તો એટલાં આઘાં વહ્યાં ગયાં, કે તેમાં પડવા જઈયે તો અહીંનું છે તે પણ ધૂળ મળે. મતલબ કે કાળ જ ફર્યો છે, આ દેશકાળને હવે રાજપૂતાઈ ખપતી જ નથી. વળી ભોં ને નવા ખજાના ધર્મયુદ્ધે કમાવાના પ્રસંગ જ દેખાતા નથી, અને વરાઅવસર તો દાયકે દાયકે આવવાના. નવું બ્હેણ છે નહીં અને જે હોય તેમાંથી યે ઉલેચાતું જાય અધૂરામાં પૂરું, આપણે ગરાસિયા. આપણી રીતભાત અને આપણું આખું મગજ, આપણી પ્રકૃતિનાં આઠે અંગ એવાં, કે ઘરાણે મુકિયે તે પાછું છોડાવવાની શરતું સીધી અને ચોખ હોય, તોપણ તે જાતે પાળતાં તેમ સામા ધણીને પળાવતાં આપણને આવડે જ નહીં હિસાબકિતાબમાં આપણું ચિત્ત લાગે નહીં. વટાવવટન્તરમાં આપણને સુઝે જ નહીં. વચ્ચે વચ્ચે મોસમું એવી તો પાકે છે કે ભોંની માટી જાણે સોનું બની જાય છે. પણ તે

વાણિયાનું જ ઘર ભરે છે. આપણે તો ચપટી દેવાતી હોય ત્યાંય ખોબે ખોબે બાવાની ઝોળી ભરિયે, બીજા લાભ લેતાં આપણને આવડે જ નહીં. સમો ફર્યો છે કે આપણી અક્કલ મારી ગઇ છે, ગમે તેમ ગણો, પરિણામ આવે છે એ જ કે એક કટકો વેચિયે ને બે હજાર મળે, તે ઊભા કરવા આપણે બે કટકા ઘરાણે મુકિયે છિયે, પણ ઘરાણે કહો તોય, એ બે આપણા હાથથી ગયા, તે પાછા હાથમાં આવતા જ નથી. અને આપણાં ગામગરાસની હારે આપણાં જણ ઘોડાં–ઢોર–ખજાના આપણી હાકમી અને મુરવ્વત, આપણો દોર અને આપણું પાણી, બેવડી ઝપટે આપણને છાંડીને બીજે વહ્યું જાય છે. અદાથી માંડી બાપુના દા'ડા લગીમાં ઘરાણે દીધા તેમાંથી એકે કટકો પાછો મળ્યો જ નહીં, એ પચાશ વર્ષનો એકસરખો સામો ઢાળ ભાળીને મેં પાણી મુકયું, કે આ ડેલીની છે તેમાંથી તસુ ય ભોં હું તો ઓછી નહીં કરું. પછી આવ્યો આ લગ્નનો ખર્ચ, તે જોગવવાને જે દસ્તાવેજ લખી દીધો છે, તેની નકલ–જુવો આ રાણીજી લ્યાવ્યાં.

(કેસરબા ઓળિયું ઉઘાડી તેજબાના હાથમાં મુકી મુદ્દાની લીટીઓ દેખાડે છે.)

તે૦

(વાંચે છે) "......હું ઠાકોર કેસરીસિંહજી, એ મ્હારા વંડરાઉની ડેલી તથા ગરાસહાકમીનો સ્વાંગ ધણી, ઉપલી રકમ મ્હારા પોતીકા લગનના જરૂરી ખરચ માટે રોક ઉપાડું છું, તેના વ્યાજ લેખે પ્હેલી દીવાળીએ હું રૂ......રોક ભરીશ, અને તે પછી વ્યાજની એકે પાઇ નહીં ભરું. વળી ઉપર લખી મુદ્દલ જૈયેં દઇ શકું તૈયેં એકરકમે જ ભરી દેવા બંધાઉં છું, કટકે કટકે નહીં. પુનશ્ચ આખી રકમ ભરી દેવાનો દી ઊગે નહીં, ત્યાંલગી હું અને મ્હારાં રાણીજી, વચ્ચે નાગી તલવાર રાખીને સૂતાં હઇયે, અગર અમારું સગપણ માજણ્યાં ભાઇમ્હેનનું હોય, એ રીતનું સમ્પૂર્ણ બ્રહ્મચર્યવ્રત રાત ને દી આઠે પ્હોર બારે માસ અખંડ પાળીશું. ...."

( દસ્તાવેજ તેજબાના હાથમાંથી પડી જાય છે. આંખમાં આંસુ માતાં નથી અને તેની ધાર નકલ પલાળશે એમ જોઇ કેસરબા તે ખેસવી લે છે. **ભી૦** ઊભો થઇ જઇ બારીએ જાય છે. **કે૦** અને કેસરબા ધ્યાનસ્થ જેવાં નીચી નજરે જોઇ રહે છે. થોડી વારે—)

**ભી૦**

( પાછો આવીને બેસતો ) રાણી, આંસુ ખાળો. ક્ષત્રાણી બનો. આ બેનાં મહાભારત દખનો ભેદ આ ત્હમે વાંચ્યો અને જાણ્યો.

**તે૦**

કેસુભા, શું કહું ! શો ઝુલમ ! તે દી બારોટ હારે અમારી આગળ કેમ આવ્યા નહીં ? સહી દેતાં પ્હેલાં કેમ ન આવ્યા, અગર ઠાકોરને કેમ તેડાવ્યા નહીં ? પછી આંહીંથી જાન કહાડી તે ઘડીથી તો ઠાકોર તમારી હારે હતા. વળી અત્તર-ઘડી લગી કેમ બોલ્યા જ નહીં ? આવી જુદાઇ અને આવાં તપ ! કેસુભા ! કેસુભા !

**કેસરબા૦**

( નીચી નજરે અને છેક ધીમે અવાજે ) આપણે ગરાસિયા : **મોટાંબા**, જરા ધીરાં ! આપણ ગરાસિયાને શસ્ત્રાસ્ત્ર ઊછળી રહ્યાં હોય, ત્યાં એકબીજાને માથું દેતાં આવડે. પૈસાટકા કે ગામગરાસની વાત સગા ભાઇને ય કહેવાનો આપણો ચાલ નહીં. સુઝે એવી માયા-મમતા કાં ન હોય, પણ એવી એવી અડઓપટીમાં એકમેકને પડખે ઊભવાનો આપણો દસ્તૂર નહીં. એ દુનિયાદારીના વ્હેવાર બ્રાહ્મણ વાણિયા જાણે ને કેળવે. **ભીમસિંહજી** જાતે કે આપણા **બાપુ** આવી વાત રજ પણ બીજાને કાને જાવા દિયે ખરા, કે મનમાં રાખીને પોતાનું પોતે જ વેઠી લિયે ?

**કે૦**

રજપૂત બિનશરતે કોઇનું લિયે નહીં, જે શરતે લિયે તે પાળે. રજપૂત ભાઇભાયાત હારે શરતું કરે પણ નહીં. વ્હેવારની રીતે

ભાઇભાયાતને કે રજપૂતને પણ મદદ દેવામાં રજપૂત વાણિયાવેડા ગણે છે અને હીણપ માને છે, એટલી બધી આપણી અક્કલ મારી ગઇ છે, એટલે જ ગરાસિયા માત્રને પડખે કો'ક કો'ક વાણિયો-બ્રાહ્મણ હોય છે ને! વ્હેવારની શરતું સમજે સ્વીકારે ને કેળવે, તો જ રજપૂત રજપૂતને ટેકો દઇ શકે, બેયનાં માનઆબરૂટેક સરખાં જળવાય, અને બેય સાથે તરે. પણ આ બધું તો બને રજપૂતનો સવળો દી ઊગે તે દી.

ભી૦

કેસુભા, ઉપવાસથી બુદ્ધિ સતેજ થાય તેમ આ કષ્ટતપ ત્હમને આખી રાજપૂતાઇ આખો મુલક અને આખો જુગ ઉદ્ધારી દેવાનો પાનો ચ્હડાવે છે. આ ઉંમરે અને અહીં બેઠાંબેઠાં ય ત્હમારી દૂર-અંદેશી શી અજબ ખીલી રહી છે! પણ, બાપુ, એ નવો સૂરજ ઊગે ત્યાંલગીના વચગાળાનું શું? અને આ ટાણે મુદ્દાનો સવાલ તો આ રકમ ભરી દેવાનો, ત્હમને એને દખદરિયેથી કહાડવાનો છે. કેસુભા, હું આણી દઉં તો આ રકમ ખપે?

કે૦

રોકડી હશે ખરી?

ભી૦

એટલી મોટી રકમ તો ક્યાંથી હોય ભલા, પણ આણી દઉં.

કે૦

ભાઇ, મ્હારા વ્હાલા ભાઇ, ત્હમારું તે મ્હારું, મ્હારું તે ત્હમારું. હું તસુ ભોં વેચુંસાટું કે ધરાણે મુકું નહીં, પણ એવું જ ત્હમને મ્હારી ખાતર કરવા દઉં, તો મ્હારો ટેક ક્યાં રહ્યો? અને ટેક ગુમાવી બેઠેલો આ કેસરી ત્હમને પણ કેટલો વ્હાલો રહેશે ભલા!

કેસરબા૦

ભોંનો કટકો વેચાણ કે ધરાણે દીધા વગર રજપૂતને આ કાળમાં રોકડા રૂપિયા મળે ય ખરા?

તે૦

ઠાકોર, મ્હારાં વધારાનાં ઘરેણાંગાંઠાં ન ખપે ?

ભી૦

રાણી, રાણી, એ શું બોલ્યાં ! કેસુભાને ત્હમારાં બ્હેનનાં ન ખપે ને ત્હમારાં ખપશે ?

તે૦

તો ખમા કેસુભા, અમને એક વધુ વાત પણ ન જણવો ? આવી મોટી રકમ એક ઝટકે મળી જવા વિશે અને ત્હમારાં કષ્ટની અવધ વિશે ત્હમે કશી અટકળ બાંધી છે ખરી ?

કે૦

એક તો નહીં પણ ત્રણ ચાર ઝરણ ભેળવીને મેળવી શકીશ. રાજપૂતાઇના પુરુષાર્થનો કાળ જ નથી, તો સમય વર્ત્તીને ખેડુત સોદાગરનો અને વળી વાણિયાશાઇ પુરુષાર્થ અજમાવી રહ્યો છું. ત્રણ ચાર વર્ષે એક મોસમ એવી જાય છે કે દાણાદૂણીનું નાણું કરી લેવાય. લગભગ હર સાલ આ રીતે થોડી કમાણી તો થાય. વછેરા-વછેરી ગૌગા વધારાનાં થાય તે થોડી બીજી રકમ આપે. વાણિયો પણ બન્યો છું અને વધુ વધુ વાણિયાવ્હેવાર બાંધતો જાઉં છું. ગામમાં જ સ્વજાત માણસને રોજી-ધંધા માટે જો'તી રકમ ધીરી દીવાળીએ વ્યાજવધારા સાથે પાછી લઉં છું. અને જે ભોં રહી છે તેને પણ સારી પેઠે કેળવું છું. દશ વર્ષે રકમ ભરી દઇશ એમ લાગે છે. સારાં વર્ષ દાયકામાં વધુ આવી જાય તો આઠ વર્ષે, નહીં તો બાર પણ થઇ જાય.

( કેસરબાથી નીસાસો નખાઇ જાય છે. )

ભી૦

બહુ લાંબા તાંતણાનો ભરોસો શો ! બીજો કોઇ મારગ સુઝતો જ નથી, ભલા ?

કે૦

છે, પણ એ માર્ગે ચ્હડી શકું એમ ભાળતો નથી.

ભી૦ - તે૦

અમને કહો તો ખરા !

કે૦

ત્હમારો જ દાખલો જુવો. ત્રણ પેઢીથી ત્હમારી ડેલીએ બે બે
ાઇ, વચ્ચે આંતરાનાં બેત્રણ વર્ષ જ, અને બેયના જીવ એક. એટલે
ણ પેઢીથી ત્હમે એક ભાઇ ગરાસ સાચવો છો, એક ભાઇ ગામતરું
વી મોટા રાજ્યમાં કે નવાબસૂબાની માનભરી નોકરી બજાવો છો.
ભીમસિંહજી, ત્હમે પોતે આજ પાચ વર્ષથી ત્હમારી રાજપૂતાઇની
વાસ ઠેઠ સુલતાન લગી પૂગાડી છે, એટલે આ માર્ગના બેવડા લાભનો
મને જાતઅનુભવ છે. હું પણ મ્હારા લાયક નોકરી જ્યાં મળે ત્યાંની
ડપવા અધીર છું. આ ખૂણે કેદમાં જકડાયલ રાજપૂતાઇ કટાય છે
. પણ બાપુને બીજો કુંવર સાંપડ્યો નહીં કે આ ડેલીગરાસ તેને
ળાવીને હું દુનિયા ભટકવાને નીકળી શકું.

કેસરબા૦

( એકદમ ઊભી થઇ જઇ ) ખમા ઠાકોર ! ( તે૦ ને ) જુવો
મોટાંબા, આટલું ફરી વાંચો ને. ( ખતમાંની લીટી દેખાડે છે. )

તે૦

( વાચે છે ) "...અગર તો અમારૂં સગપણ માજણ્યા ભાઇ
કુંવરનું હોય..."

કેસરબા૦

બસ બ્હેન. ભીમસિંહજી બાપુ, ઠાકોરના માજણ્યા ભાઇની
જ હું સારી શકું છું. આ ડેલી ને ગરાસની કેળવણી મ્હારે માથે.
કારે નવી વાણિયાગત માંડી છે તેની કેળવણી ય મ્હારે માથે. કેમ
ટાંબા, સાચું જ બોલજો, બ્હેન જાણી મ્હને ખોટી ચ્હડાવશો મા.

એ બધી મરદાની વ્હેવારની બાબતુંમાં હું ભાયડો છું કે બાયડી ? ગરાસિયો છું કે ક્ષત્રિય ? રજપૂત છું કે કણબી ? રાણી છું કે શેઠ ? ( કેસરબાના બોલથી **તે૦** અને **ભી૦**ને પણ આશા અને ઉમંગ પ્રકટે છે. સૌ ઊભાં થઇ જાય છે. )

તે૦

કેસુભા, મ્હારી ખાતરીની પણ શી જરૂર ? **બાપુ દીપસિંહજી**નું કામકાજ છેલ્લાં અઢી વર્ષ બીજા કેણે સંભાળ્યું છે ? મ્હને એટલી તો ખાતરી છે કે હું ત્હમને હિંમતથી કહું છું,–આ મ્હારી બ્હેન તો જે છે તે છે. ત્હમે જ મહિનો માસ જે જોવું હોય તે પારખું જોઇ લિયો,–

કે૦

અને પછી ?

ભી૦

અને દરમ્યિાન હું તક ઝડપીને સુલતાનની હજૂરમાં વાત મેલીશ એટલે હા જ સમઝવી. મારતે ઘોડે ફરમાન આવશે, તે મળતાં હજૂરની તઅનાતમાં ત્હમારે લાયકની કામગરીએ ચ્હડવા મારતે ઘોડે આવી પૂગજો. ત્હમારા જેવી અજોડ જોડીને દશદશ વરસનાં દોહ્યલાં તપ હોય જ નહીં. ( **ભી૦ કે૦**ને, **તે૦** કેસરબાને ઉમળકાથી ભેટે છે. )

પડદો

## પ્રવેશ ૩ જો : સુલતાનનો શિકાર

**સ્થલ :** પાટનગરમાં દિવાનજીનો બગીચો. સમય : સ્હવારનો. પાત્રો : બારોટ, અને થોડીવારે દિવાનજીનો જુવાન પુત્ર **ન્યારે**લાલ. **ન્યા૦** કેસરીસિંહજીથી બેત્રણ વર્ષ મોટો, **ભીમ**સિંહજીથી બેત્રણ વર્ષ ન્હાનો.

**બા૦**

( ફુવારા પાળે બેઠેલો ) વાહ, કેસરબા, વાહ ! તું જેવો શિકારી ભાળ્યો નથી, તું જેવો ખેડુત ભાળ્યો નથી, તું જેવો રાવત ભાળ્યો નથી, તું જેવો સોદાગર, તું જેવો શાહુકાર તું જેવો કડક કોટવાલ તું જેવો ઉદાર ગામધણી ભાળ્યો નથી. તે મરદાની વેશ સજી તેજુભા નામ ધરી લગામ હાથમાં લીધી તેને ત્રણ ચોમાસામાં જ વીત્યાં, ત્યાં તો એ કેસરીસિંહજીની ડેલી આખી ય ફરી ગઇ, એ ગામ અને એ સીમ બધે જ લક્ષ્મીનાં તેજ અને ઉમંગના ઝગઝગાટ ઓપી રહ્યાં છે. શેતૂરના ઝુંડમાં રેશમી કરોળિયાવાળા વાઘરીઓનું પરું વસાવ્યું અને ગામલોકને વણાટ બાંધણકામમાં લગાડી ગરભસુતરાઉ અને રેશમી પટોળાં ઘાટડી ચીર મશરૂ અને ભાતભાતના તાકાના ઢગ રચ્યા. અને આ સંક્રાંત વીતતાં તો કહે છે, હાલો બારોટ ગામતરે. હાલો બા ! હાલો ભા ! હેમુભા અને સોમચંદને તમામ ભાળવીને આ નીકળી પડયાં. સોમચંદને ય એવો કેળવી લીધો કે તેજુભાના કામકાજમાં ઈ જાણે વાણિયો જ નહીં. ( હુક્કો ગડગડાવે છે ).

હાલો, ભા ! એકશ્વાસે આવ્યાં ખંભાત. ત્યા રેશમી ગાસડીઉં વેચી તેનાં ખરીદ્યાં મોતી અકીક અને ઝવેરાત. ત્યાંનાં ચાલ્યાં આવ્યાં આંહી પાટનગર, અને આહીના અમીર ઉમરાવુંમાં તેનાં જોતજોતામાં ત્રેવડાં નાણાં કરી લીધાં. કાલ જ હુંડીઉં મોકલી જાતવાન ઘોડાંગાયું ખરીદવા, અને બીજી હેમુભાને, ખેતરું છોડવવાં બાકી હતાં તે

